# મોહનમાળા.

સવા આનો.

કર્તા:—

નંદલાલ શિવશંકર ત્રિવેદી.

શિક્ષક રા. શાળા નં. ૪ જમાલપુર.





પ્રથમ આવૃત્તિ ૧૯૨૪ પ્રત ૧૦૦૦

પ્રકાશક,

છોટાલાલ નારણદાસ પટેલ

હેડમાસ્તર રા. શા. ૭.

# પ્રસ્તાવના.

અમારા તરફથી "મોહનમાળા" નામની આ લઘુ પોથી બહાર પાડવામાં આવેલી છે. તેમાં ધોરણ-વાર ગીતો ગોઠવવામાં આવેલાં છે. તો સૌ શિક્ષક બંધુઓ અમારા આ પ્રથમ પ્રયાસને અનુમોદન આપશે એવી આશા રાખવામાં આવે છે.

રાષ્ટ્રીયશાળાના દરેક ધોરણમાં બહાર બે રાષ્ટ્રીય ગીતો ચલાવવાના હોવાથી અમને કેટલીક અડચણો પડેલી તે ઉપરથી આ પ્રયાસ કરવામાં આવ્યો છે.

આ લઘુ પોથીમાં જે કંઈ દોષ જણાય તો તે અમને સૂચવવામાં આવશે તો તે આભાર સાથે સ્વિકારી બીજી આવૃત્તિમાં તે તરફ ધ્યાન આપવા ચૂકીશું નહિ.

આ પોથીમાં કન્યાશાળા માટે પણ કેટલાંક ગીતો ગોઠવવામાં આવ્યાં છે. તેથી છોકરાઓ તેમજ છોકરીઓને આ પોથી મદદ કર્ત્તા થઈ પડશે.

અમારી આ પોથી પ્રગટ કરવામાં વીરહાકના કર્ત્તા ભાઈ સત્યનારાયણ હરિલાલ ભટ્ટે જે કંઈ મદદ કરી છે તેમનો તથા "નવજીવન" ના બંધુ કૃત્યથી મુકત હાસ્યનો જે શ્લોક મળ્યો છે તે બદલ તે દરેકનો આભાર માનીએ છીએ.

આ પોથીમાં ફક્ત ધો. ૪ થા સુધીનાં ગીતો ઉતારવામાં આવ્યા છે. છેવટે આ નાની નવી લઘુ પોથી સૌ કોઈ વધાવી લેશે, એવી આશા રાખીએ છીએ.

| | |
|---|---|
| અસ્તુ. | લિ. સેવકો |
| રામનવમી, | નંદલાલ શિવશંકર ત્રિવેદી, |
| તારીખ. | છોટાલાલ નારણદાસ પટેલ. |
| ૧૩ એપ્રીલ ૨૪. | રા. શા. નં. ૪ જમાલપુર. |

# અનુક્રમણિકાઃ—

## બાળવર્ગ.



## ધોરણ ૧ લું.



## ધોરણ બીજું.



## ધોરણ ત્રીજું.



## ધોરણ ચોથું.



---

* ટીપઃ—આ ચિન્હવાળાં ગીતો કન્યાશાળામાં ચલાવી શકાય તેમ છે.

## ભલું જો દેશનું ચાહો.

( ગઝલના રાહમાં. )

જરા તો લાગણી રાખો,
હૃદયમાં દેશની ભાઇઓ;
મદદ માગી તમો આપો,
ભલું જો દેશનું ચાહો. ૧
દરદ કંઈ દેશનું જો જો!
દયાથી દીલને ધોજો;
સદા સત્કાર્ય સૌ કરજો,
ભલું જો દેશનું ચાહો. ૨
ભલે સંગીત સૌ ગાજો,
કરો શૂરાં રૂડાં કાજો;
સદા સ્વરાજ્યને ચ્હાજો,
ભલું જો દેશનું ચાહો. ૩
તમારાં શીર ઝૂકાવો,
તમારાં દ્રવ્ય લૂટાવો;
તમારાં ઋણ ચૂકાવો,
ભલું જો દેશનું ચાહો. ૪
સ્વદેશી ભાવના રાખો,
વિજયની વાત ઉર દાખો;
ગુરૂ ગાંધી બધા સ્થાપો,
ભલું જો દેશનું ચાહો. ૫

# ખાદી

( રાગ--વિદુષકનો-અક્કલના ખાવિંદ કરો વિચાર. )

લ્યો ખાદી ખાદી ભાઇ ખાદી ખાદી,
હાથે વણેલી લ્યો ખાદીખાદી.—ટેક
વણકરો વણશે ભૂખમરો ટળશે,
હિંદુસ્થાન થાય રાજી રાજી....હાથે.
ગુલામી જાશે, સૌ સુખી થાશે,
મહા સભા કહે ગાજી ગાજી....હાથે.
કળીયુગને કાઢશે, સતયુગને સ્થાપશે,
રેંટીયાની માળ જપો ઝાઝી ઝાઝી.....હાથે.
પ્રભુ કષ્ટ કાપશે ઈચ્છીત આપશે,
નકામા ન કરો હાજી હાજી....હાથે.
રામરાજ્ય આવશે, ભારતને ભાવશે,
ખેલો ગાંધીજીની બાજી બાજી....હાથે.



## દેશભક્તિ.

( મીરાંબાઈના પદનો. )

બોલ માં બોલ માં બોલ માં રે
બાપુ ગાંધી વિના બીજું બોલ માં
સફેદ—સુંદર ખાદી તજીને,
વિદેશીમાં ચિત્ત જોડ માં રે....બાપુ
હુન્નર ઉદ્યોગનો નાશ કરીને,
પરવશ પીંજરે દોડ માં રે....બાપુ
કંચન કથિરનો ભેદ જાણીને,
રંગીલો રેંટીયો છોડ માં રે....બાપુ
કરમ ધરમના ખ્યાલ તજીને,
ખોટી ભભુતી ચોળ માં રે....બાપુ
કચ્છ કસીને તૈયાર થઈ જા,
આવીજા ગાંધીના ગોળમાં રે....બાપુ



## જેલમુક્ત ગાંધીજી

( ગઝલ—પ્રાર્થના )

ગુરૂજી ગાંધીજી આવ્યા,
પ્રજાના પ્રાણ એ આવ્યા;
અમારા દીલમાં ભાવ્યા,
દયાળુ દેવ એ આવ્યા. ૧

ચલાવો રેંટીયા પ્યારા,
ગજાવો દેશનાં બારાં;
શિખો સહુ ખાદીના ધારા,
દયાળુ દેવ એ આવ્યા. ૨

કચેરી કાયદા કાળા,
ધર્મના કાયદા ન્યારા;
લગાવો ધૂન તપ દ્વારા,
દયાળુ દેવ એ આવ્યા. ૩

અમારા ધ્રુવ એ આવ્યા,
અમારા બુદ્ધ એ આવ્યા;
અમારા એ ઈસુ આવ્યા,
દયાળુ દેવ એ આવ્યા. ૪

ગયા છે દુઃખના દહાડા,
ઉપાધિથી ભર્યા ધાડા;
હવે વ્હાણાં ભલાં વાયાં,
દયાળુ દેવ એ આવ્યા. ૫

# સત્યાગ્રહ

( રાગ—જુઓ જુઓ પંખીની આ ટોળી )

ચાલો ચાલો ને સત્યાગ્રહ કરીએ,
શુદ્ધ ખાદી પહેરીને કુચ કરીએ. .... ચાલો
દેશ દુઃખીની દાઝ દીલમાં ધરીએ,
રૂડા રેંટીયાનું રાજ ઘરમાં કરીએ. .... ચાલો
બાપુ ગાંધીજીને પગલે પળીએ,
એની ઉરમાં માળા ફેરવીએ. .... ચાલો

દાસ બાબુ જેવા વીર સહુ થઈએ
એક ટેકને ખાતર જીવ દઈએ .... ચાલો
પંડિત મોતીલાલજી ધરીએ હૈયે,
જેલ—મ્હેલની કહાણી શું કહીએ ! .... ચાલો
લાલાલજપત્ પંજાબી સિંહ કહીએ,
જેણે જીંદગી ઝુકાવી ભર દરિયે .... ચાલો
વીર અકાલીના પાઠો ભણીએ,
ગડદા પાટુ શીર પર ખમીએ .... ચાલો
વીસ હજાર જેલ વિષે ગણીએ,
એની અંતર ઊર્મિ ઉર ધરીએ .... ચાલો

# રાષ્ટ્રીય શાળા

(રાગ—આવજો આવજો આવજોરે સૌ વ્હેલા નિશાળે આવજો.)

આવજો આવજો આવજો રે,
સૌ રાષ્ટ્રીય શાળામાં આવજો.
સફેદ–સુંદર ખાદી પહેરીને,
રાષ્ટ્રીય શાળા દીપાવજો રે....સૌ.
સ્વરાજ મંદિર રાષ્ટ્રી' શાળામાં,
સ્વાતંત્ર્ય શિખવા આવજો રે....સૌ.
ઘોર ગુલામીને ઘોરમાં વળાવવા,
રંગીલો રેંટીયો લાવજો રે....સૌ.
દેશભક્તોની અવિચળ ભક્તિ,
રગે રગમાં પ્રસરાવજો રે....સૌ.
સ્વતંત્ર શિક્ષણ ભણી ગણીને,
અહિંસા ધર્મ ફેલાવજો રે....સૌ.
હિંદ માતાની આજ્ઞાને માનજો,
સદ્ય સ્વરાજ્ય ઘેર લાવજો રે....સૌ.



## બાપુ.

( સવૈયાના રાહમાં. )

ગરવી ગુર્જર ફુલવાડીમાં;
બાપુ આજ પધારે છે.
આનંદ ધનના પુરમાં સૌએ,
મંગળ ગીત ઉચ્ચારે છે.
પક્ષી તણા કલરવ કંઈ મીઠા
મધુર મજા કંઈ આપે છે.
કુદરતની સૌ રમ્ય લીલાઓ;
લલિત કળામાં નાચે છે.
બાગ બગીચા પ્રફુલ્લ દીસે;
માનવી મનમાં મ્હાલે છે.
સુંદર ચરખાના એ બાપુ;
ચેરવડાથી આવે છે.
ધન્ય ઘડી ! એ ધન્ય ભૂમિ જ્યાં;
ખાદી વ્હાલી લાગે છે.
બાપુજીનાં ચરણો ચુમતાં;
ભવની ભીડો ભાગે છે.

---

## શંખનાદ—

( રાગ-અંતકાળે સગું નથી કોઈનું રે. )

ચાલો ચાલો લડાઇ જુઓ દેશની રે,
એના ગાંધી બાપુ સરદાર;— ચાલો.
શંખનાદ થયો બંગાળમાં રે,
દાસ બાબુનો ત્યાં પડકાર;— ચાલો.
અર્ધલાખ તજ્યા પળવારમાં રે,
ધન્ય ધન્ય! જીવન અવતાર;— ચાલો.
પંજાબે લાલાજી ગાજીયા રે,
એની દેશ સેવા છે અપાર;— ચાલો.
ગુજરાતે ગોપાળદાસ આવીયા રે,
એ તો હતા ઢસા દરબાર;— ચાલો.
રાજકાજ તજી યુદ્ધ આદર્યું રે,
બન્યા સત્યાગ્રહી સરદાર;— ચાલો.
વીર વલ્લભે બોરસદ તારિયું રે,
એણે ચલાવી કલમ તરવાર— ચાલો.
જેણે જીંદગી ગુમાવી દેશ કાજમાં રે,
તેને નમીએ પળપળ વાર;— ચાલો.

## રાષ્ટ્રીય વાવટો.

( રાગ—અચકો મચકો કારેલી. )

પેલો રાષ્ટ્રીય વાવટો રૂડો રાજ,
સૌ તેમાં ભેગા મળીએ ટેક.
ત્રિરંગે રંગેલો રાજ,
રંગભંગ શાને કરીએ .... પેલો
ઉપદેશે રાતો હિંદુ રાજ,
લીલો મુસ્લીમનો ગણીએ .... પેલો
અન્ય બધાનો ધોળો રાજ,
ઐકય અજબ ત્યાં કેળવીએ. પેલો
ફરકાવી ઝુંડો એવો રાજ,
ઘર ઘરમાં શુદ્ધિ કરીએ .... પેલો
રણ જંગ જગાવ્યો હિંદે રાજ,
આપણ સૌ તેમાં ભળીએ .... પેલો
દાંભિકતા સઘળી દાટો રાજ,
આનંદ મંગળ સૌ ગાઇએ.... પેલો
મોહનના મંત્રો ભણતાં રાજ,
સ્વરાજ્ય સિદ્ધિ મેળવીએ.... પેલો

---

## રેંટીયો:—

( રાગ—કવાલી. )

ગુલઝાર આ ગુજરાતમાં, રૂડો ચલાવો રેંટીયો,
ગાંધી તણા ગુજરાતમાં, રૂડો ચલાવો રેંટીયો,
કુસંપ કપરો કાપવા, રૂડો ચલાવો રેંટીયો,
અમૃત આનંદ માણવા, રૂડો ચલાવો રેંટીયો,
અનૃત અંગ વિદારવા, રૂડો ચલાવો રેંટીયો,
ઝેર—વેર વિખેરવા, રૂડો ચલાવો રેંટીયો,
દુ:ખ દળદર ટાળવા, રૂડો ચલાવો રેંટીયો,
ભૂ માતની ભીડ ભાગવા, રૂડો ચલાવો રેંટીયો,
જુલ્મ ઝાઝા ટાળવા, રૂડો ચલાવો રેંટીયો,
બંદૂકનો ભય ટાળવા, રૂડો ચલાવો રેંટીયો,
કાપડ વિદેશી બાળવા, રૂડો ચલાવો રેંટીયો,
ખાસ ખાદીમય થવા, રૂડો ચલાવો રેંટીયો,
સંપ સ્વાદ જ ચાખવા, રૂડો ચલાવો રેંટીયો,
રામ રાજ્ય જ આણવા, રૂડો ચલાવો રેંટીયો,
જગનાથને સંભારવા, રૂડો ચલાવો રેંટીયો,
આનંદના ગુલતાનમાં, રૂડો ચલાવો રેંટીયો.

---

૧૧૬૨૯



**સત્કારનું ગીત.**

( રાગ—ભૈરવીના રાહમાં. )

પધારો મેમાનો આ વાર,
તમારો સૌ કરીએ સત્કાર,
અમે તો ન્હાનાં ન્હાનાં બાળ,
તમારી છાયામાં રહેનાર,
કરો સૌ કેળવણી ઉદ્ધાર. .... તમારો.
રાષ્ટ્રીય શાળા મનહર પ્યારી,
દેશોદય કરનાર,
ખંતથી આપો ખોબે ખોબે,
નાણાં અપરંપાર. .... .... તમારો.
સાદી ખાદી સુંદર સારી,
અંગ ધરે નરનાર,
અંગબળની કેળવણીમાં છે,
ભારતનો ઉદ્ધાર. .... .... તમારો.
કાંતવાનું તો કાંઇ નવ કાંત્યું,
કાંત્યું કષ્ટ અપાર
ગાંધીજીનો અંતર આત્મા
ઠારે જગ કિરતાર. .... .... તમારો.

# સ્વરાજ્ય લઈને શું કરશું?

( રાગ—બેન્ડ વાજાંનો. )

સ્વરાજ્ય લઇશું રાજીરાજી થઇશું,
ખાદી પહેરી સૌ ફરશું. .... સ્વ.
સંપ સંપીને સહુ જન રહીશું,
ભારત ભયને ટાળીશું. .... સ્વ.
વાઘા વિદેશના ફેંકી દઇશું,
શુદ્ધ સ્વદેશી વાપરશું. .... સ્વ.
ગુલામી શિક્ષણ સ્નેહે તજીશું,
સ્વતંત્ર શાળામાં ભણશું. .... સ્વ.
ન્યાય મેળવવા પંચ નીમીશું,
કાળી કચેરીમાં કેમ જઇશું ? .... સ્વ.
દારૂને દફનાવી દઈશું,
દૂધની લીલા લ્હેર કરશું. .... સ્વ.
કર્મયોગીના પગલે પળશું,
જય જય ગાંધીજી વદશું. .... સ્વ.

ત્યાગઃ—

( ગઝલના રાહમાં. )

થયા જોગી જટા મોટી, જટા મોટી કથા ખોટી;
બધાની મંતરે ચોટી, કહો એ ત્યાગ કેવો છે? ૧
મુખેથી રામ તો જપતા, ભલા થઈ ભેદમાં ભમતા
ડમાકી ડોળ બહુ કરતા, કહો એ ત્યાગ કેવો છે? ૨
મજામાં મસ્ત બહુ રહેતા, સુધરવા બોધ તો દેતા;
કહે તેવું ન આ રતા, કહો એ ત્યાગ કેવો છે? ૩
સરિતા નીરવિણ જેવી, શશી વિણ શર્વરી જેવી;
વનીતા ગુણ વિણ જેવી, હૃદય વિણ ત્યાગ એવો છે. ૪
થયા જે પ્રેમથી ત્યાગી, ધરાવે ભાવ વૈરાગી;
રહ્યા જે મોહને ત્યાગી, ખરેખર ત્યાગ એવો છે. ૫
ગરીબીમાં મજા માણી, દયા કંઈ દેશની જાણી;
શકો જો એહ પીછાણી, ખરેખર! ત્યાગ એવો છે. ૬

---

# ગાંધીજીનો ગરબો.

( રાગ—ઓઢણુના ગરબાનો. )

ગાજે પોરબંદરનો વાસી આ ગુજરાતમાં રે,
સાચો સપૂતો પેલો **મોહન ગાંધી વીર**;
જેની કીર્તિ વ્યાપી રહી છે આ જગમાં ઘણી રે. ૧

*        *        *        *

હિંદે હીરો જન્મ્યો, ઓગણીસેં પચીસમાં રે,
મેટ્રીક થઇને પહોંચ્યો, આપ વિલાયત જેહ;
ત્યાંથી બેરીસ્ટરની પદ્વી લઇને આવીયો રે. ૨

*        *        *        *

અહીંઆ આવી તેણે વકીલાત શરૂ કરી રે,
થોડે વર્ષે વિચર્યા સાઉથ આફ્રિકા દેશ;
સત્યાગ્રહનો ઝુંડો ત્યાં જઇને ફરકાવીયો રે. ૩

*        *        *        *

ભારતવાસી માટે જેલો મહેલ સમી ગણી રે,
વસીયો આનંદેથી કારાગ્રહ મોઝાર;
પોતે સહન કરીને સત્યાગ્રહ ત્યાં શિખવ્યો રે. ૪

*        *        *        *

હિંદી જનનાં દુઃખો આફ્રિકા જઈ ટાળીયાં રે,
માનવ હકને માટે જેલ ગયો બહુ વાર;
ભારતકુખ દિપાવી સ્વદેશ પાછો આવીયો રે. ૫

* * * *

આવી સાબ્રમતીને કાંઠે આશ્રમ સ્થાપીયું રે,
દેશોદયનાં કામો કરતો **મોહનદાસ;**
માળા જપતાં જેણે કરમાં ઝાલ્યો રેંટીયો રે. ૬

* * * *

એવે રોલેટ ધારે હિંદ બધું ખળભળાવીયું રે,
ત્યારે ગાંધીજીએ ગાંડીવ ઝાલ્યું હાથ;
અસહકારી થઇને સત્યાગ્રહ શર સાંધીયું રે. ૭

* * * *

ઝુંડો ફરકાવ્યો ગાંધીજીએ આ દેશમાં રે,
પામ્યા પરિણામમાં કારાગ્રહ છ વર્ષ;
સુખથી જેલ સિધાવ્યા હસ્તે મુખડે મહામતિ રે. ૮

* * * *

સંકટ સહન કર્યાં બે વરસો સુધી જેલમાં રે,
વ્યાધિગ્રસ્ત થયું ત્યાં ક્ષણભંગુર શરીર;
આવ્યા પૂના શહેરે સાસુન હોસપિટાલમાં રે ૯

* * * *

કર્નલ મેડૉક ત્યાં શસ્ત્રક્રિયા સારી કરી રે,
ઈશ્વરની ઈચ્છાએ અસર થઈ અકસીર;
સમજી સરકારે તક સાધીને છુટા કર્યા રે. ૧૦

* * * *

સાજા થાતાં પાછા પૂના છોડી નીકળ્યા રે,
આવ્યા આનંદેથી મુમ્બાપુર મોઝાર;
"નવજીવન" આદિના ઉત્તમ પાઠો આદર્યા રે ૧૧

* * * *

બાપુ અહીં આવે તો કેમ કરી સત્કાર શું રે,
આજ **વલભભાઈએ** કીધી એક **અપીલ**;
થેલી એક રૂપીઆ દશ લાખેજ વધાવજો રે. ૧૨

* * * *

હોંસે હાથે કાંતી વણજો કપડાં વ્હાલથી રે,
ખાદી પહેરી કરજો ખાદીમય આ દેશ;
ભાવો છોટાભઈના અંતરમાં ઉતારજો રે. ૧૩

**લિ. છોટાલાલ નારણદાસ પટેલ.**

કુહાનિવાસી.



## ધર્મયુદ્ધ.

( રાગ—ધર્મ વિચારો ઘર થકી. )

ધર્મયુદ્ધ ચાલ્યું દેશમાં, સમજો ચતુર સુજાણ,
ભારત ભયને વિદારવા, અસહકાર પ્રમાણ;—ધર્મયુદ્ધ.
પહેલું પગથીયું રેંટીયો, રાજા ઘરનો જાણ,
ભાવ થકી પૂજન કરો, ભારત સપૂત સંતાન;—ધર્મયુદ્ધ.
ખાદી સ્વદેશી શણગાર છે, સાચું સ્વરાજ્યનું દ્વાર,
પહેરે તેની ભીડ ભાગશે, દેહ શુદ્ધિ હથિયાર;—ધર્મયુદ્ધ.
ઐકય અમીરસ આણશે, બાળે પાપી વિચાર,
શુદ્ધ સદાચારી કરે, કરે દેશોદ્ધાર;— ધર્મયુદ્ધ.
વીર અકાલી લડી રહ્યા, ધર્મ મંદિર કામ,
અહિંસા વૃત્ત શીખવી, કીધાં અમર નામ;—ધર્મયુ૦
આપભોગ આપી જેલે ગયા, વીરા અ[illegible]
[illegible]ાધ પાઠ આપે દેશને, ખેલ ખાંડાની ધા[illegible]
યુદ્ધ જુએ છે મહેશ્વરા, સ્વર્ગ, મૃ[illegible]
અસુર સદા અકળાય છે, સુણી ગાંધી [illegible]

# રક્ષદેવ ગાંધીજી

( રાગ—રાજગીતનો )

રક્ષદેવ ગાંધીજીને હે જગતપતિ,
દયા ધર્મ દિલ જ્યોત ઝળહળે અતિ;....રક્ષ

વીર ભદ્રને પ્રશાંત છે મુખાકૃતિ,
રાગદ્વેષ રહિત પુનિત છેજ પ્રવૃતિ;....રક્ષ

વચન કર્મને વિચાર સત્યતા છતી,
અજબ આત્મબળ પ્રયોગ જ્યોત જાગતી;....રક્ષ

ટાઢ, તાપ, તરસ ભૂખ છે સહ્યાં અતિ,
હીંદ ઉદય કાજ તજ્યાં સુખ સંપતિ;....ર

રેંટીયો રૂડો દિધેલ ચક્ર ઉન્નતિ,
...દ્ધ સરલ પ્રણય પ્રબળ દૂર શોકથી;....રક્ષ

...ય-અમર થાઓ કરો આત્મ ઉન્નતિ,
...ા ધ્યેય પ્રાપ્ત થાય કહે મહા મતિ;....ર...

...તિ નિત્ય આપ હે ગુણ નિધિ,
...ાયુ આપ જે, અમારી વિનંતિ;....રક્ષ



## ભિપ્રાય.

" મોહનમાળા શાળાઓનાં ભણતાં બાળકોને નવ ધર્મનું ગમ્મત સાથે જ્ઞાન આપે એવી છે. સ્વદેશ પ્રેમ ગ્ એનાથી વધે એવું છે; અને એનાં ગીતોથી ઉત્સાહ .ને ભક્તિમાં જરૂર વધારો થશે.

ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

## શુદ્ધિપત્ર.

અન

| | |
|---|---|
| પા. ભિકા | ૧૪ પછીથી |
| . | લીટી ૫ |
| ૧૩ | લીટી ૩ |
| ૧૨ | લીટી ૬ |

ઠીક છાપીમાં ભૂલ રહેવાથી શુદ્ધિ પત્ર રાખ.

/·

## પુસ્તક મળવાનું ઠેકાણું.

૧ નંદલાલ શિવશંકર ત્રિવેદી.

ઠે. જમાલપુર સુંદરીયા પોળ—અમદાવાદ.

૨ છોટાલાલ નારણદાસ પટેલ

ઠે. નવાવાસ—અમદાવાદ.

૩ અને જાણીતા બુકસેલર્સ.




વિવેકાનંદ મુદ્રણાલય ખાડીયા—અમદાવાદ.

ક: નટવરલાલ શંકરલાલ મહેતા.